## પ્રૌઢશિક્ષણ માટેનું પ્રમાણીત સાહિત્ય

### સંપાદકો : ગિજુભાઈ અને તારાબેન

૧ ગણપતિ બાપા
૨ ચેલૈયો
૩ ઊભું હતું. ઊભુ હતું
૪ હજામડી
૫ કજાટ
૬ બાળ૦ બીરબલ–૧
૭ ગોપીચંદ
૮ બાળનાટકો -૧
૯ હંસ અને હંસા
૧૦ તીરંદાજ
૧૧ ગામડામાં મળજો
૧૨ બાળપ્રવાસો
૧૩ મારા ગોઠિયા
૧૪ જરા હસો
૧૫ ક્યાંથી આવ્યાં
૧૬ મકનો ને રાક્ષસ
૧૭ રૂપસિંહ–રામસિંહ
૧૮ ટપાલની પેટી
૧૯ ગધેડું
૨૦ ચીડિયાખાનું
૨૧ મહાસભાઓ
૨૨ કહેવતોનાં મૂળ
૨૩ ગપગોળા
૨૪ આફ્રિકા સાંભર્યું
૨૫ શબ્દપોથી
૨૬ વાક્યપોથી
૨૭ ચિઠ્ઠીપોથી
૨૮ નાના પાઠો
૨૯ મોટા પાઠો
૩૦ નાની વાતો
૩૧ ઘરમાં
૩૨ આંગણામાં
૩૩ શેરીમાં
૩૪ બાળશાળામાં
૩૫ ગામમાં
૩૬ ફરવા જઈએ
૩૭ જુગતરાંમના પાઠો
૩૮ ભોં ભોં ભોં
૩૯ ગધેડું ને ઘોડું
૪૦ દાદા દર્શને
૪૧ બાળનાટકો–૨
૪૨ સવારથી માંડીને
૪૩ કુદરતમાં
૪૪ મોતિયો
૪૫ રામજી૦ પડી ગયા
૪૬ મંગેશનો પોપટ
૪૭ ધોબીડો ધુએ છે
૪૮ પીરૂ અને–
૪૯ છાણાં થાપી આવ્યાં
૫૦ મામાની જાણ્ય
૫૧ વાડામાં
૫૨ રોજનીશી
૫૩ બાળ૦ બીરબલ–૨
૫૪ છેટા રહેજો માબાપ
૫૫ મારી ગાય
૫૬ કમળાબેનના પાઠો
૫૭ ગિરિશિખરો
૫૮ કાળા હાથ,
કાળી દાઢી
૫૯ ખળાવાડ
૬૦ પૂછું ?
૬૧ ઓત૦ દીવાલો–૧
૬૨ ઓત૦ દીવાલો–૨
૬૩ બુદ્ધચરિત્ર
૬૪ ગુજરાત–મહારાષ્ટ્ર
૬૫ જોડકણાં
૬૬ કહેવતસંગ્રહ
૬૭ હરિશ્ચંદ્ર
૬૮ એમ કેમ ?
૬૯ સાજા રહીએ
૭૦ વ્યાકરણપોથી
૭૧ વરતસંગ્રહ
૭૨ રમતજોડકણાં
૭૩ શિવાજી મહારાજ
૭૪ દુહા અને સોરઠા
૭૫ વિનોદ–ટૂચકા
૭૬ બાળકોના લેખો
૭૭ આપણે પોતે
૭૮ કાવ્યસંગ્રહ
૭૯ છેલ્લો પાઠ
૮૦ સંપાદકોનું કથન

### બાળસાહિત્ય ગુચ્છ

૧ જોયું ને આંખ ઠરી
૨ ઠેકંઠેકા
૩ દાદાજીની તલવાર
૪ વસંત આવી
૫ તફતફ તરૂરૂરૂ
૬ વિલાયતી વાતો
૭ ગામડામાં ગયો હતો
૮ ટેક
૯ આંબો રોપ્યો
૧૦ સટરપટર વાતો
૧૧ ભેંશના શિંગડામાં
૧૨ લાલ અને હીરા
૧૩ જીવજંતુ
૧૪ હેમુભાઈના પાઠો
૧૫ કાવ્યો
૧૬ પક્ષીઓ
૧૭ વૃક્ષો
૧૮ વિજ્ઞાન

# બાળસાહિત્યગુચ્છ

સંપાદકો

## ગિજુભાઈ
## તારાબહેન

# વસંત આવી

શ્રી દક્ષિણામૂર્તિ બાળસાહિત્ય

સંપાદકો : શ્રી ગિજુભાઈ અને તારાબહેન

---

## બાળસાહિત્ય ગુચ્છ

---

# વસંત આવી

: લેખક :

ગિજુભાઈ

પ્રૌઢશિક્ષણ નિયામકશ્રીના પત્ર નં. પ્રઢશ/૮૯-ગ-૧/૧૦૪૫-૧૧૫૦
તા. ૨૪-૪-૧૯૮૯ના પત્રથી જનશિક્ષણ કેન્દ્રો તથા અવૈધિક શિક્ષણ
માટે ખરીદવા ભલામણ થયેલ છે.




**આર. આર. શેઠની કંપની**

પુસ્તક પ્રકાશક અને વિક્રેતા

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨ * ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

પ્રકાશક
ભગતભાઈ ભુરાલાલ શેઠ
આર. આર. શેઠની કંપની
મુંબઈ ૪૦૦ ૦૦૨ • અમદાવાદ ૩૮૦ ૦૦૧



પુનઃસંપાદિત : પુનર્મુદ્રણ
નવેમ્બર ૧૯૮૯ : પ્રત ૨૧૦૦

રૂ. ૩–૦૦

મુદ્રક
ભગતભાઈ બી. શેઠ, શ્રી પ્રવીણ પ્રિન્ટરી
ભગતવાડી સ્ટેશન રોડ, સોનગઢ ૩૬૪૨૫૦

## વસંત આવી

વસંત આવી ને કોયલ ટહૂકી,
ફૂઊઉઉ....ઉ.
શિયાળો આવ્યો ને વા વાયો,
સૂઊઉઉ....ઉ.
ઉનાળો આવ્યો ને ગરમી લાગી,
લૂઊઉઉ....ઉ.
ચોમાસું આવ્યું ને પૂર આવ્યું,
ધૂઊઉઉ....ઉ.

## સૂસવતો શિયાળો

સૂસવતો શિયાળો આવ્યો ને કડકડતી ટાઢ પડવા માંડી !

ટાઢ, ટાઢ, ટાઢ !

કપડાં પહેર્યાં, શાલ ઓઢી, દુશાલા ઓઢ્યા, સગડીએ તાપ્યાં, તો યે ટાઢ ક્યાંઈ રહે નહિ. મોઢેથી સૂ....સૂ.... થઈ જાય. હાથપગ ધ્રૂજી ઊઠે. દાઢી ડગડગે, દાંત કડકડે, આંગળીઓ કોકડે વળે; એટલી બધી ટાઢ !

સવારના ચાર વાગે, પાંચ વાગે, છ વાગે, સાત વાગે, અને સાડા સાત વાગે; પણ ગોદડું કહે : 'હજી સૂઓ; હજી સૂઓ. બહાર બધે ઠંડી છે, અંદર ગરમ હૂંફ છે.'

પણ સૂઈ રહેવું કેમ પાલવે ? કોને પાલવે ? આળસુ હોય તે સૂઈ રહે. સૂઈ રહીને કામ બગાડે. નાનાં છોકરાં મોડાં ઊઠે; ઘરડાં માવતર પડ્યાં રહે; પણ જુવાનોથી કાંઈ રહેવાય ? કામવાળાંઓથી કાંઈ સુવાય ? હૂંફ ભૂંફ પડી રહે, ને આ ઝટ કરતાં ઊઠે ને ઝડપ કરતાં કામે લાગે.

એક વાર ઊઠ્યાં એટલે તો ઊઠ્યાં. ટાઢ વાય પણ



કામ કરવું ગમે. શિયાળામાં અંગમાં જોર આવે. ઉનાળો આળસુ ને શિયાળો કામઢો. લોક ઘમરઘમ વલોણું કરે, ને ટાઢ ઉડાડે. બા ઘમઘમ ચાલે ને ટાઢ ઉડાડે. બાપા ઝડપ ઝડપ કામ કરે ને ટાઢ ઉડાડે. સૌ હડફડ હડફડ કરે ને ટાઢ ઉડાડે.

શિયાળાનો સૂરજ લાલ ઊગે ને તડકો કાંઈ મીઠો લાગે ! નાનાં છોકરાં તો તડકે જ રમે. મોટાં યે એક વાર બેઠાં તો બેઠાં; ઝટ દઈને ઊભા થવું ન ગમે. તડકે છોકરાં શેરડી ખાય, રોટલો ખાય, પાઠ વાંચે, વાતો કરે, પાને રમે; તડકે મોટાં દાતણ કરે, વાતો કરે, ટપાલ વાંચે, છાપું વાંચે.

શિયાળાનો તડકો સવારે કૂણો, સાંજે કૂણો ને દિવસ બધો મીઠો. ઉનાળાના તડકા જેવો બાળું બાળું નહિ; કડક કડક નહિ. શિયાળાનો ચાંદો ટાઢો ટાઢો હિમ જેવો. ચાંદની ખીલે, રૂપાળી લાગે; પણ ટાઢમાં જઈને કોણ જુએ ? ટાઢમાં જઈને કોણ રમે ?

શિયાળો આવે ને સીમમાં ઘઉં પાકે, ચણા પાકે. ઘઉંનો પોંક થાય, ને ચણાના ઓળા થાય. પોંક અને ઓળા શિયાળાનો પાક. લોકની તો મીઠાઈ. શિયાળામાં શેરડી થાય, કપાસ થાય, કઠોળ થાય.

શિયાળામાં લોકો પોંક ખાય, અડદિયો ખાય, બદામ-પાક ખાય, ગુંદરપાક ખાય. સવારે ઊઠે ને ભૂખ લાગે.

કામ કરે ને પચી જાય. શિયાળામાં રોટલા ભાવે, છાશ ભાવે, ઓળો ભાવે, લાડવા ભાવે. શિયાળો ખાવાનો ને ઉનાળો પીવાનો. ઉનાળે શરબત, ઉનાળે દૂધિયાં, ઉનાળે આઇસ્ક્રીમ. ઉનાળે એવું એવું ને શિયાળે માલમલીદા !

શિયાળે શીતળ વા વાય, ને શરીરની ચામડી ફાટે. હાથ ફાટે, પગ ફાટે, હોઠ ફાટે ને ગાલ ફાટે....નાનાં છોકરાં રડી પડે. તેલ ચોળે, ઘી ચોળે, મીણુ લગાડે: ધુળ ધોઈ નાખે. ધીરે ધીરે સારું થાય.

મોજાં ને બૂટ. કાનટોપી ને શાલ. ઓવરકોટ ને મફલર, બંડી ને ચોળી, ધાબળો ને શાલ: આ બધું શિયાળે. શિયાળો એને સીવડાવે; શિયાળો એને ખરીદાવે; શિયાળો એને ઓઢાડે ને શિયાળો એને પહેરાવે.

શિયાળે દિવસ મોડો ઊગે; શિયાળે સાંજ વહેલી પડે. શિયાળે દિવસ ટૂંકો ને રાત લાંબી. ઝટ દિવસ પૂરો થાય; રાત કેમે ખૂટે નહિ. રાતે વચ્ચે જાગી જવાય. વચ્ચે ઊંઘ ઊડી જાય. લાંબી રાતે ય નાનાં છોકરાં ઊંઘ્યા કરે; જુવાન માણસો ય ઘોર્યા કરે. એક ઘરડા દાદા ને ઘરડાં માને રાત લાંબી પડે.

પાણી પીવાનો ઉનાળો, ને પાણી ઠંડું મળે નહિ; શિયાળામાં ઠંડું પાણી, ને પાણી કોઈને ગમે નહિ. ઠંડે પાણીએ ટાઢ વાય અને ઊનું પાણી પિવાય નહિ. શિયાળામાં આવું બને.



શિયાળો શીતળ ને ઉનાળો ઊનો.

શિયાળો આવ્યો એટલે ટાઢ, ટાઢ ને ટાઢ ! શિયાળો જશે ને ઉનાળો આવશે. ઉનાળો આવશે કે ગરમી, ગરમી, ગરમી !

## પાનખર

પાનખર આવી ને પાન ખરવા લાગ્યાં.

પીંપરનાં પાન ખર્યાં; બાખરા અને ખેરના પાન ખર્યાં; એકેએક પાન ખર્યાં.

પહેલાં પાંચ ખર્યાં; પછી પચીશ ખર્યાં; પછી પચાસ, પછી પાંચસો. પછી ? પછી તેથી વધારે; પછી તેથી ય વધારે. કેટલાં યે પાન ખરી પડ્યાં !

કોઈ ઝાડે પાંચ રહ્યાં; કોઈ ઝાડે પચીશ રહ્યાં. કોઇ ઝાડે એકાદ બે, ને કોઈ ઝાડે એકે ય નહિ !

ભૂખરાં થડ, ભૂખરી ડાળી ને ભૂખરી ડાખળીઓ. પાન વિના, ફૂલ વિના, ફળ વિના કેવાં એ ઝાડ !

પાનખર આવી ને પાન બધાં ખરી ગયાં.

## વસંત

વસંત આવી ને કૂંપળ ફૂટ્યાં. એક ઝાડે, બે ઝાડે, ત્રણ ઝાડે, પાંચ ઝાડે લીલાં પાન દેખાયાં. ઝાડેઝાડે નવા કોર ફૂટવા લાગ્યા. ઝાડેઝાડે ઝીણાં ફળો બેઠાં.

છોડેછોડે નવાં ફૂલો ખીલ્યાં. ફૂલેફૂલે મધુર વાસ ઊઘડી. વાસે વાસે પતંગિયાં ને ભમરા ઊડ્યા.

કોયલ આંબાડાળે આવીને કૂઊ....ઉ કરતી કૂજી.

મોર ઘટા નીચે આવ્યો ને ઢેલ પાસે કળા કરી નાચ્યો.

ચકલી ચકલા સાથે ઊડી; બુલબુલ પૂંછડી હલાવી ઊડ્યું ને મધુર કંઠે ગાયું.

આંબા ઉપર મોર આવ્યો; લીંબડા ઉપર કોર આવ્યો; કેસૂડાંને રંગ આવ્યો.

જ્યાં જુઓ ત્યાં વસંત આવી, વસંત આવી, વસંત આવી !

આકાશનો રંગ નવો : સૂરજનાં કિરણ નવાં; ભરવાડનાં ગાન નવાં; ગાયનનાં તાન નવાં; જ્યાં જુઓ ત્યાં નવું નવું ! વસંત આવી, વસંત આવી, વસંત આવી !



મંદ મંદ વા વાયો. કૂણો કૂણો તાપ પડ્યો. ઝાડપાન ડોલી રહ્યાં, અને વેલફૂલ રસી રહ્યાં.

છોકરાંઓ બહાર આવ્યાં. રંગ ભરીને રંગ રમ્યાં; રંગ છાંટી રાજી થયાં. મોટાંઓને રંગ છાંટ્યો; ચારે કોર રંગ કર્યો. વસંત આવી, વસંત આવી, વસંત આવી !

## વસંત આવી

વસંત આવી ! વસંત આવી !
સાથે સાથે લેતી આવી :
કોયલ–ગાન, કંઠે તાન;
આંબે મોર, લીંબડે કોર,
વસંત આવી ! વસંત આવી !

*        *

વસંત આવી ! વસંત આવી !
સાથે સાથે લેતી આવી :
ઝાડે પાન, ડાળે પાન;
ફૂલે વાસ, રમે રાસ.
વસંત આવી ! વસંત આવી !

*        *

વસંત આવી ! વસંત આવી !
પાછળ પાછળ દેતી આવી :
ટાઢી ટાઢ, સૂ સૂ વાત;
ટૂંકા દહાડા, લાંબી રાત.
વસંત આવી ! વસંત આવી !

*        *



વસંત આવી ! વસંત આવી !
પાછળ પાછળ દેતી આવી :
સૂકાં પાન, ઘરડાં પાન;
ટાઢી ધરતી, ટાઢું કરતી.
વસંત આવી ! વસંત આવી !

*        *

વસંત આવી ! વસંત આવી !
સાથે સાથે લેતી આવી :
કેસૂડાંનો કેસરી રંગ,
લાલ ગુલાબી ઊડે રંગ.
વસંત આવી ! વસંત આવી !

## વસંત બેઠી

વસંત બેઠી. આંબે મોર આવ્યો ને આંબાવાડિયું મઘમઘી રહ્યું. આંબે આંબે, ડાળે ડાળે કોયલ કૂંજી ઊઠી.

વસંત બેઠી. મોર ટહુક્યો, ચકલી ચકચકી, દેવચકલી બોલી. ઝાડે ઝાડે, ડાળે ડાળે, પક્ષીગાન થઈ રહ્યું.

વસંત બેઠી. ટાઢ ઊડી; ગુલાબી ઠંડી આવી. ઝાકળ ગયું; ખુશનુમા વા વાયો. ઉષાના રંગ બદલાયા. કોમળ મધુર સૂરજ ઊગ્યો. ઝાડે ઝાડે, ડાળે ડાળે, પીળો તડકો પડવા લાગ્યો.

વસંત બેઠી.
ઝાડે નવાં પાન આવ્યાં.
પક્ષીકંઠે ગાન આવ્યાં.
કુસુમકળીઓ ઊઘડી ગઈ.
આંબે મોર આવ્યો ને લીંબડે કોર આવ્યો.
વસંત બેઠી, વસંત બેઠી, વસંત બેઠી !

## ઉનાળો

ઉનાળો આવ્યો ને તડકા તપ્યા. એવા તપ્યા, એવા તપ્યા કે ક્યાંઈ રહ્યું જાય નહિ ! ઘરમાં યે રહેવાય નહિ અને બહારે રહેવાય નહિ. ઘરમાં ઘામ થાય ને બહાર લૂ વાય. ઘડીકમાં જાણે નાહી ગયા; ઘડીકમાં જાણે દાઝી મૂઆ !

ભોંય તો જાણે ખદબદી ઊઠી; આકાશ તો જાણે ભડકે બળે. ડુંગરા ને ટેકરા તો જાણે સળગી ઊઠ્યા. તડકો તે કાંઈ તડકો ! આના કરતાં શિયાળો સારો કે લૂગડાં પહેરીને કામ તો થાય ! આના કરતા ચોમાસું સારું કે છત્રી ઓઢીને ય ફરાય. પણ આ ઉનાળો તો તોબા તોબા ! કામે ન સૂઝે ને કાજે ન સૂઝે. દિલમાં કાંઈ ચેતન રહે તો ને ! સાવ જાણે નીચોવાઈ જવાય છે !

શેઠિયાને તો ઠીક કે વાળાની ટટ્ટી બાંધી છે, પાણી રેડાય છે, ને આ....મજાનો ઠંડો પવન ચાલ્યો આવે છે. બિચારો પલંગમાં પડ્યો પડ્યો ઘોરે છે. પણ શેઠાણી તો એનાથી ય જાડાં છે. બિચારાં આમ આળોટે છે ને તેમ આળોટે છે, પણ ચેન પડતું નથી. 'બળ્યો આ ઉનાળો ! આખાં ને આખાં ઓસરી જવાશે !'

સવારની ઑફિસ છે તો ઠીક છે. તડકો થાય તે પહેલાં કામ થઈ જાય છે.

## મેઘલી રાત

રાત અંધારી હતી;
વાદળ કાળાં હતાં.
વીજળી ચમકી ને મે ગડૂડ્યો;
મોરલા ટહૂક્યા ને વન ગાજ્યું.
મે આવતો હતો,
નેવલે પાણી હતાં.
પૂર આવ્યું ને નદી ઘૂઘવી;
પાણી રેલાયાં ને ધરતી ધોવાઈ.
દેડકાં બોલતાં'તાં;
તમરાં તમતમતાં'તાં.
કેસરી નીકળ્યો ને કેશ ખંખેર્યા;
ત્રાડ નાખી ને આભ હુડૂડ્યો.
ઝાડ ટપકતાં'તાં;
પહાડ નહાતા'તા.
ડાબલા વાગ્યા ને ઘોડો ખોંખાર્યો;
વીરો આવ્યો ને સાંકળ ખખડાવી.
દીવો બળતો'તો;
વાટ જોવાતી'તી.
કામળી કળાણી ને મુરલી વાગી;
શ્રીકૃષ્ણ પધાર્યા ને મોતીડે વધાવ્યા.

## વા વાયા ને વાદળ ઊમટ્યાં

વા વાયા ને વાદળ ઊમટ્યાં.
વાદળ ઊમટ્યાં ને ઘોર અંધારાં.
ઘોર અંધારા ને મેઘ ગરજ્યો.
મેઘ ગરજ્યો ને વીજ ચમકી.
વીજ ચમકી ને થયાં અજવાળાં.
વા વાયા ને વાદળ ઊમટ્યાં.
વાદળ ઊમટ્યાં ને મે વરસ્યા.
મે વરસ્યા ને નીર ઊતર્યાં.
નીર ઊતર્યાં ને નેવાં છલક્યાં.
નેવાં છલક્યાં ને પાણી ઊછળ્યાં.
વા વાયા ને વાદળ ઊમટ્યાં.
વાદળ ઊમટ્યાં ને આભ ઊતર્યું.
આભ ઊતર્યું ને નદી જળભરી.
નદી જળભરી ને નાળાં ખળખળ.
નાળાં ખળખળ ને તળાવ જળજળ !

## વરસાદે ભારે કરી !

વરસાદ પડતો હતો. અમે બચુવાળી ઓરડીમાં સગડી પાસે તાપતા હતા. એકાએક અવાજ થયો. જાણે કબૂતરોની પાંખ ફફડી, જાણે છત્રી ઊડી; બસ એટલો જ અવાજ, ને ભીંત ભૂંસ કરતી બેસી ગઈ! પાયામાંથી જે ખસી તે ઠેઠ છાપરા સુધી પડી ગઈ. ઉપર છાપરું અદ્ધર લટકી રહ્યું !

અમે પાછું વાળી જોયું તો દીવાલ પડેલી ! અરે, આ શું ? પણ હું તો ખડખડ હસી પડ્યો. અરે, આ તો નવો દેખાવ ! દેરી, ને ટેકરી, ને ટેકરાઓ, ને લીલી લીલી ધરતી, અને બધું નવું નવું દેખાવા લાગ્યું. બારીમાંથી થોડું થોડું દેખાતું હતું, તેને બદલે આ તો મોટા બારામાંથી બધું દેખાયું !

સારું થયું કે દિવસે પડયું ને ટિકુ, બબુ મારી પાસે હતી. મનને થયું : 'હાશ ! કોઈને ઈજા નથી આવી. હવે હરકત નહિ. રાતે પડયું હોત તો મને ને બચુને કંઈક લાભ તો મળત !'

એક તરફ વરસાદ; એક તરફ પવનનું જોર. આણી



કોર ભીંત પડી; ઓલીકોર ભીંત પડુંપડું થઈ રહી. જોવા જેવી. શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. નાનાભાઈને કહેવરાવ્યું. રણછોડજી, અંબાલાલ ને ત્રિભુવન દોડતા આવ્યા. તારાબેન ધાબળો ઓઢીને દોડયાં. બાબી પલળતી આવી.

નાચકણામાં કદકણું નીકળ્યું. ટિકુ, બબુ ને બાબી વારે વારે પડેલું જુએ ને દાંતેદાંત કાઢે. બોખલું, બોખલું, કહીને કાંઈ હસે ! એને તો એક નવાઈ થઈ, ને નવાઈમાંથી ગમ્મત થઈ; તેમાં યે ટિકુ તો ગાવા જ મંડી. હાથમાં એક નાની સરખી લાકડી ને દોડાદોડ ને બોલાબોલ :

'નંદલાલ નહિ રે આવું ને ઘરે કામ છે.
કામ છે, કામ છે, કામ છે, વા'લા !
નંદલાલ નહિ રે આવું ને ઘરે કામ છે.'

મને હસવું આવ્યું : 'આ બાળકો ય ખરાં ! ઘર પડયું છે; સામાનની, ખાવાની, પીવાની, સૂવાની, કેટલી ય જાતની ચિંતા કરવા જેવું છે, ત્યારે આ બાળકો નાચે છે, કૂદે છે ને ગાયનો ગાય છે ! છે એમને કશી ચિંતા કે પરવા ?'

નાનાભાઈ દોડતા આવી પહોંચ્યા. હુકમ આપ્યો : 'સામે ફેરવી નાખો. ચાઊસ ! ચાલો, ઉપાડો સામાન, માસ્તર ! છાપરાને ટેકો આપો. ભીખાને બોલાવો.'

નાનાભાઈ ટેબલ ઉપર બેઠા ને અમે ફરતાં ઊભાં રહ્યાં. સામાન ઊપડવા લાગ્યો. રસોડામાંથી ઓસરીમાં ને ઓસરીમાંથી સામે ઘરે. રણછોડજી ને ત્રિભોવનદાસ કાંઈ ઝાલ્યા રહે? અંબાલાલ પણ મોળા નહિ. ઊપડ્યા તે ઊપડ્યાં! ઉપાડ્યાં ગાદલાં ને ગોદડાં, ઉપાડ્યાં ડાબલા ને ડુબલિયો ને કબાટ: પાટ, ગૂણો, ચોપડીઓ: જે હાથમાં આવ્યું તે ઉપાડ્યું. કમળાબેન તો હોય જ ના! સામે ઘેર જઈ ગોઠવવા લાગ્યાં.

માથે વરસાદ ને પવનની ઝડી; એમાં આ ઊખળ-માળો! સારું થયું કે સામે ઘર તૈયાર હતું. સારું થયું કે નીચે ગારો ન હતો.

વહેવાનું ચાલ્યું તે ચાલ્યું. કેટલા યે દિવસ ચાલ્યું. રણછોડજી શાના ગણકારે! એને 'વરહાદ' ની શી તમા! એ પહેલવાન જેવા! ત્રિભુવનદાસનાં ધોતિયું પહેરણ તર-બોળ! અંબાલાલના રેઈનકોટમાંથી પાણી ડિલે ઊતર્યું. ગિજુભાઈ પણ સાથે જ હતા ને! એના પણ એવા જ હાલ!

પછી તો બધું વહેવાઈ ગયું. નવા ઘરમાં ગયાં. તારાબેને ચાપાણી ને ભોજન આપ્યાં. શરદી ઊતરી ને આરામ મળ્યો.

વરસાદે તે દિવસ ભારે કરી!

## વરસાદ નહોતો આવતો

એક વાર વરસાદ આવ્યો ને વાવણાં થઈ ગયાં. ચારે-કોર ખડ ઊગી ગયું. ધરતી લીલી લીલી થઈ ગઈ. નદી નાળાં, તળાવ-તળાવડીઓ પાણીથી ભરાઈ ગયાં. દેડકાંઓ ડ્રાંઉં ડ્રાંઉં કરવા લાગ્યાં. આખી પૃથ્વી આનંદમાં આવી ગઈ.

થોડા દિવસ થયા ને વરસાદની રાહ જોવાવા માંડી. વરસાદ આજ આવશે, કાલ આવશે; વરસાદ પરમ દહાડે આવશે, પેલે દહાડે આવશે; પણ વરસાદ આવતો નથી. ખેડૂતોએ મૂંઝાવા માંડ્યું. વાવણામાંથી કોંટા ફૂટ્યા હતા ને કોંટામાંથી બબ્બે પાંદડાં આવ્યાં હતાં, પણ વરસાદ નહોતો આવતો ને છોડ સુકાતા હતા. ધરતી ઉપરનું ખડ લીલું મટી પીળું થવા લાગ્યું. ઢોર બિચારાં માંડ માંડ કરડી કરડીને ખાતાં હતાં. ઘાસ એટલું બધું ટૂંકું હતું. ઘાસ સાથે મોઢાને ધૂળ ને કાંકરા અડતા હતા. નદીપાણી થોડાં થયાં; તળાવ તળાવડી અરધે આવ્યાં; કૂવાનાં જળ પણ ઊંડે ઊતર્યાં. સૌ વરસાદની રાહ જોતા હતા પણ વરસાદ નહોતો આવતો.

વરસાદની તો રાહ જ જોવાની. કંઈ હુકમ કરીને થોડો મોકલાય છે કે 'ભાઈ! આવતી કાલે અહીં વરસજે ને પરમ દહાડે તહીં વરસજે?' કંઈ પ્રાર્થના કરીને થોડો વીનવાય છે કે 'અરે દેવ! તું પૃથ્વી ઉપર આવ અને તરસ્યાંને પાણી દે; ઘાસને લીલાં કર; છોડને ઊભા કર; ઢોરને ઘાસ દે; નદીને પાણી દે; કૂવાને આવ દે; તળાવને ભરી દે!' વરસાદ થોડો જ સાંભળે છે? થોડું જ એને સાંભળતાં આવડે છે? એ તો આવ્યો તો આવ્યો, ને ન આવ્યો તો થયું! આવ્યો તો રેલમછેલ ને ન આવ્યો તો ધૂળ-પથરા!

જોશીઓ પાસે જોશ જોવરાવ્યા. આ નક્ષત્ર વરસશે, પેલું નક્ષત્ર વરસશે; હમણાં સારો યોગ આવશે ને વરસાદ તૂટી પડશે. પણ જોશીના જોશ ખોટા પડ્યા. એક ટીપું પણ ન પડ્યું. એમ જોશીના ટીપણામાં કાંઈ વરસાદ થોડો બેઠો છે? નક્ષત્રોનું કહેવું એમ વરસાદ થોડો જ માને છે?

વરસાદ વરસતો ન હતો. કણબીઓ નિસાસા મૂકતા હતા: 'અરેરે! આ છોડ સુકાઈ જાય છે.' એક એક છોડ સુકાતો હતો તેમ તેમ એમનું કાળજું ચરચરતું હતું. ભરવાડ હાય પોકારતો હતો: 'અરેરે! ઢોરાંને ખાવા એક તરણું ન મળે! એક વરસાદ પડે, એક જ પડે, તો લીલાલહેર થાય!' પણ આ તો ઘાસ સુકાઈ



ગયું ને તણખલું તણખલું થઈ હવામાં ઊડવા લાગ્યું. ઢોરો મોઢાં નાખી ધરતી ઉપર ચરતાં હતાં પણ મોઢામાં ઘાસ નહોતું આવતું. મોઢાં અમસ્તાં હલી હલીને થાકી જતાં હતાં. નદીઓનાં વહેતાં પાણી સુકાયાં. પનિહારીઓ વીરડા ગાળી નદીમાંથી પાણી ભરે છે. ધોબી ખાડા ગાળી લૂગડાં ધૂએ છે. તલાવડી તો સાવ સુકાઈ ગઈ. ગારો પણ સુકાઈ ગયો. તળાવમાં થોડુંક પાણી છે.

હજી પણ લોકો તો રાહ જ જુએ છે. આકાશ સામે સૌ સવારે જુએ છે ને સાંજે જુએ છે. 'વખતે રાતનાં વાદળાં છે, તે વરસે તો વરસે! વાશી વાદળાં વરસે ખરાં!' પણ ત્યાં તો વા વાયા છે, ને વાદળાં વીંખાયાં છે. 'રાતે વાદળાં થશે ને વખતે વરસશે. પણ અરે! આ તો આકાશ ચોખ્ખું જ છે. એકેએક તારા ઝગમગે છે. એકે આછું પાતળું વાદળું પણ આકાશમાં નથી. અરેરે! આમાં વરસાદ આવવાપણું ક્યાં રહ્યું? અરે ભગવાન!'

બ્રાહ્મણોએ કમળપૂજા આદરી. શંકરને ગારાનો કિલ્લો કરી એમાં જળથી ડુબાડ્યા; વારે વારે કિલ્લો તૂટી જાય છે, ને વારેવારે બ્રાહ્મણો સાંધે છે. આખરે શંકરનું બાણ પાણીમાં ડૂબે છે. 'હરહર મહાદેવ, હર! શંકરબાપો પાણીમાં મૂંઝાયો. હવે વરસાદ મોકલે તો!' પણ અરેરે! વરસાદ તો ન આવ્યો તે ન જ આવ્યો.

કણબીએ નૈવેદ્ય આદર્યાં: આકાશ સામે ધરીને પગે

લાગ્યા: 'હે મેઘબાપા! વરસાદ મોકલો. આ તમારાં છોકરાં ટળવળે છે. આ ધરતી સુકાઈ ગઈ છે. ખડ પણ સુકાઈ ગયાં છે. વાછરડાંનાં મોઢામાં ખડ નથી; ગાયોનાં આઉમાં દૂધ આવતું નથી. આ અમારા કૂવા અને નદીઓમાં કાંકરાં ઊડે છે!'

કણબીની સ્તુતિ કોઈએ ન સાંભળી. વરસાદ ન આવ્યો!

ગામના પંચે જગન આદર્યો. ગામ વચ્ચે કુંડ કરી બ્રાહ્મણો પાસે ઘી હોમાવ્યું; મંત્રો બોલાવ્યા ને જંત્રો કરાવ્યાં. આખા ગામે મીઠાં મોં કરી કરીને વરસાદ પાસે પ્રાર્થના કરી : 'હે ધરતીના ધણી! ધરતીની લાજ રાખજે; ધરતીની વહારે આવજે. આજે તારા વિના ધરતી સૂકી ને લૂખીલૂખી છે.'

પણ વરસાદ નથી આવતો. આકાશે એક પણ વાદળું નથી. ક્યાં યે ગર્જના કે વીજળી નથી. શિયાળુ વા વાય છે. હાય! હવે શિયાળો આવી ચૂક્યો ને વરસાદ તો ગયો.

માણસો તો ઘણું કરતાં હતાં ને ઘણું કકળતાં હતાં; ઘણું રડતાં હતાં. પણ ઊંચેથી વરસાદ ઊતરે ત્યારે ને?

નિરાશાનો તો પાર ન હતો. 'હવે વરસાદ નહિ આવે. હવે એ આવે પણ ક્યાંથી? ચોમાસું તો ઊતરી જવા આવ્યું.' પણ હજી મનમાં આશા હતી. કણબી



ખેતરે જઈ સુકાતા છોડને, સુકાતા મોલને છેલ્લી વારનો જોઈ રહ્યો હતો. ભરવાડ હજી પણ ચોખ્ખા આકાશમાં વાંદળું શોધતો હતો. જોશી હજી પણ ટીપણું ઉખેળીને બંધ કરતો હતો. બ્રાહ્મણ હજી પણ 'હે શિવ! હે શંકર!' એમ મનમાં મનમાં કહેતો હતો. હજી આશા હતી. હજી સાવ મોડું નહોતું થયું. હજી યે વરસાદ આવે તો નદીઓ પાછી છલી વળે; વાડીઓ આલીલીલી થઈ જાય; ખેતરનો મોલ ઊભો થાય; ધરતીમાતા ફરી લીલાં થાય. હજી કાંઈ બહુ મોડું ન કહેવાય.

આશા અને નિરાશા હતી. અંધારું અને અજવાળું હતું. ધાન ભાવતું ન હતું પણ હજી મળતું હતું. કોણ જાણે કાલ કેવી પડશે!

મધરાતે સૌ સૂતાં હતાં. થાક્યાં પાક્યાં બિચારાં જંપ્યાં હતાં. ઊંઘમાં યે દુકાળનાં સોણાં આવતાં હતાં.

પણ ત્યાં તો આકાશ વાદળથી ઘેરાયું. કાળુંડિબાણુ થઈ ગયું. એક સમ ખાવા યે તારો નહિ. ત્યાં તો કડુડુડુ કરતો મેઘ ગાજ્યો ને વીજળીએ સબાકા દીધા. અને આ શું? સ્વપ્ન કે સાચું? ત્યાં તો બારે મેઘ ખાંગા થઈ ગયા! વરસાદની હેલી જામી. ખેતરો ડૂબી ગયાં. નદી-નાળાં ઊભરાઈ ગયાં. પાણી, પાણી, પાણી! જળબંબા-કાર થઈ રહ્યું!

અને પછી ખેતરમાં લીલાં મોલ ઊભા છે ને કણબી રખોપું કરે છે. ઢોર માથાં હલાવતાં જાય છે ને લીલાં ઘાસ ચરે છે. પનિહારીઓ મલપતી મલપતી વહેતાં પાણી ભરે છે.

ચારેકોર લીલાલહેર છે !

